# ક્વીન વિકટોરીઆ સીનેમા.

## ૬૦ મોટી ઘડીઆળ આગળ—સુરત.

# લીબરટી

— અથવા —

# જંગે મોહબત



## ની સીરીઅલના મુખ્ય પાત્રોનાં નામ.

| | |
|---|---|
| લીબરટી હોરટન | મેરી વોલકમ |
| બોબ રૂટલેજ | જેક હોલ્ટ |
| પેદરો | એડી પોલો |
| મેજર વીનસન્ટ | નીલહાર્ટ |
| મેન્યુઅલ લીઓનલ | બરત્રામ ગ્રેસબી |
| પેન્ચો લોપેઝ | રેમંડ નાઇ |
| થેરીસા | મોઠ |
| કરનલ | રોય સ્ટુઅર્ટ |

# ટુંકસાર.

## અમારી સીરીઅલોની સીરીઅલ.

આ અતી સુંદર સીરયલની શરૂઆતમાં, આ સીરયલની નાયકા લીબરટી, પોતાના મરણ કાંઠે પડેલા બાપનાં મોતનાં બીછના આગળ અતી દલગીર ઉભેલી જણાય છે; તેણીનો બાપ કરનલ જીમ હોરટન પોતાનું છેલ્લું વીલ વાંચે છે, જે માંહે પોતાના દોસ્ત આશનાવો તથા નોકરોને ઘટતી રકમ આપતાં બાકીની પોતાની કુલ અસકયામત પોતાની બેટી લીબરટીને આપી જવાનું જણાવે છે, અને પોતાના બે મીત્રો મેજર વીનસટન અને જોસ લીઓ-ને ત્રસટી તરીકે નીમે છે, તથા દર છ છ મહીના એક એક ત્રસટીને ત્યાં લીબરટી રહે, એવી કલમ, આ બુઢો, પોતાનાં વીલમાં નાખી જાય છે. વીલ વાંચી રહી-જીમ પોતાનાં વીશ્વાસુ નોકર પેડરોને બોલાવી-પોતાની એકપુરી બેટી લીબરટીને તેણીનાં કશાં પણ સંકટ વખતે સદા મદદ કરવાનું રહે છે; જેનો જવાબ, આ વીસવાસુ નોકર પેડરો, કસમપર વફાદાર રહેવાનું જણાવી વાળે છે

વખત! બળવાન વખત! પોતાનું કામ કર્યો જાય છે, અને જીમ હોરટનને ગુજર પામવાને બે વરસનો લંબાણ ગાળો પસાર થઇ જાય છે; લીબરટી, પોતાના એક ત્રસટી મેજર વીનસટન સહીત, બીજા ત્રસટી જોસ લીઓને ત્યાં જાય છે, જ્યાં સોનોર લીઓ અને તેનો બેટો મેનયુઅલ પોતાના આ પરોણાઓને અચ્છો આવકાર આપે છે; અને બે ચાર દીવસ બાદ આ પરોણાઓના માનમાં એક

મેળાવડો કરવામાં આવે છે, જે માહે રેનજરસોની આપસઆપસની લડતની ધમાધમીથી આખો મેળાવડો બહુજ અચ્છી રીતે ધમધમી રહે છે. આ ધમાધમીમાં એક જણુનો ઘોડો ચમકી નાહસવા માંડે છે, જેને આપણી બહાદુર લીબરટીનો આશક, કેપ્ટન બોબ, પકડી લેય છે. સીનોર લીઓને ત્યાં કામ કરતી જવાન દાસી થેરીસા, કે જેનીપર જવાન મેનયુઅલ ધરાંપરાં કરી રહયો હતો, તે અત્રે પોતાના મોહક નાચો કરી બતાવતી જણાય છે.

અત્યાર સુધી થેરીસાપર ધ્યાન આપનારો મેનયુઅલ, લીબરટીને જોઇ તેણી સાથ પરણવાનો ઠેરાવ કરે છે; અને આ લુચ્ચા બેટાનો તેવોજ લુચ્ચો બાપ, પોતે પોતાની મતલબ સાંધવા ગરીબ બાપડા મેજરને જુગાર રમાડી અવારનવાર મોટી મોટી રકમોની ચીઠીઓ લખાવી લેય છે.

અત્રે પ્લોટમાં પ્લોટ ઉમેરાતો જાય છે, અને અમેરીકન ગવરમેંટને ઉથલાવી નાખવા ચાહતા બળવાખોરોનો લોપેઝ નામનો એક મુખી, ખુબસુરત લીબરટીને ઉઠાવી જઇ, પાછળથી તેણીને એક અતી મોટી રકમ મેલવી છોડવાનું નકકી કરે છે, અને આ મલેલા પઇસાની મદદથી, પોતાની બલવો કરવા ધારેલી નેમ પાર પાડવાનું તે પોતાના તેવાજ ખુની ગલાંફાંસુ ગોઠયાઓને જણાવે છે; અને એ મુજબ એક દીને ઘોડેસવાર થઇ નીકલેલી લીબરટીને આ બદમાશો ઉઠાવી જાય છે, પણ બહાદુર પેદરો ( એડી પોલો ) આ મામલો દુરથી તપાસી તુરતજ પાછળ પડી બધાને પટકી નાખે છે, મગર બદમાસોનું જોર ઘણું હોવે, તેઓ આખર લીબરટીને ઉઠાવીજ જાય છે.

આ તરફ પેલા બંને બાપ બેટા--મેજર તેઓનો હાથપર વધુ અને વધુ સપડાતો જતો હતો એમ કહી ખુશી થાય છે; બહાદુર પેડરો હવે લીબરટી પરની આ આફતથી કેપટન બોબને વાકેફ કરે છે; અને ખુબસુરત લીબરટીને જાનો જીગરથી ચાહતો આ બાહદુર જવાન, તેણીના બચાવમાં મેનયુઅલ તથા બંને ત્રસ્ટીઓ તથા બીજા કેટલાંક માણસોને લઇને જાય છે. નાહસી જતા લુચ્ચાઓ પહાડના એક અતી સાંકડા રસ્તાપર મોટો પથ્થર ગબડાવી દઇ, આવતી બચાવ પારટીનો રસ્તો તદન બંધ કરી નાખે છે: બોબ તથા પેદરો ડીનેમાઇટથી રસ્તો ખુલ્લો કરવાનો ઠરાવ કરે છે.

પેલી તરફ બહાદુર લીબરટી છુટવાના હજાર ફાંફાં મારવા છતાં લુચ્ચાઓના હાથપર પાછી સપડાય છે, જેઓ તેણીને એક મકાનમાં કેદ કરે છે; જ્યાં તેણી પડોસના ઓરડામાં લુચ્ચાઓને વાત કરતાં સાંભલી લઇ--ચોક્કસ ગામડાંપર હુમલો લઇ જવાની ગોઠવણ જાણી લેય છે; તેણી હવે નકામી બેસી ન રહેતાં નાહસવાનો રસ્તો શોધે છે, અને ભીંતમાં બાકોરૂં પાડવા માંડે છે; આ તરફ લુચ્ચાઓ, લીબરટીના છુટકારા માટે દશ હજાર દોલરની માગણી કરતો એક કાસદ બોબની ટોલીમાં મોકલી આપે છે; બોબ તેને તુચ્છકારી કાહડી, જો લીબરટીના એક બાલને પણ ઇજા થશે, તો જાન લેવાનું કહે છે: તેઓ હવે પેલો બંધ રસ્તો મોકલો કરવાની જીવતોડ કોશેશ કરે છે; જે અરસામાં બોબ તથા મેનયુઅલ, લીબરટી માટે વાતચીત કરતાં હોઝ્જાતોજીપર આવી જાય છે, અને મેનયુઅલ બીલકુલ બોહણીપર ઉતરી પડે છે.

લીબરટીને સદા મદદ કરવાનો કોલ, તેણીના મરનાર બાપને આપી ચુકેલો બહાદુર પેડરો રસ્તો ખુલવા માટે ખોટી ન રહેતાં

બીજે રસ્તે, દોરડાંની મદદથી ખીણુમાં ઉતરી, ત્યાં ચોકી કરતા એક જણુને બીલકુલ ખલાસ કરી નાખી, ઉપર લુચ્ચાઓની કેમ્પમાં જાય છે, અને લીબરટી જ્યાં બાકોરૂં પાડી રહી હતી, ત્યાંથી અંદર દાખલ થઇ, તેણીને નહસાડી દોરડાંની મદદથી ઉપર ચહડાવી દેય છે; ઉપરથી એક ચોકીબાન આ જોઇ ભય જાહેર કરવા, બંદુકનો બાર કરે છે, પેડરો ડીનેમાઇટની કારત્રીડજ ફેંકે છે, જ્યારે બહાદુર લીબરટી, મોત જીવનના ભયંકર મામલા વચ્ચે દોરડાંપર લટકી રહે છે.

અંતે જીવતોડ જુંબેસ બાદ તેણી ઉપર ચહડી શકે છે, દોરડું તુટી જવે બહાદુર પેડરો બીજે રસ્તે લીબરટીને મળે છે અને ડીસકવરી' ગામડાં પર આ લુચ્ચાઓ હુમલો લઇ જનાર છે તું મેજરને ચેનાવ, એમ લીબરટી, પેડ્રોને કહે છે: પેલી તરફ, લીબરટી માટે બોબ તથા મેનયુઅલ લડી મરે છે, અને બહાદુર બોબ, લુચ્ચા મેન્યુઅલને ઉંચકી ખીણુમાં ગબડાવી નાખવા જાય છે, તેટલાં લીબરટી આવી પોહચી બંનેને ધીરા પાડે છે; પેલી તરફ, લીબરટી નાહસી ગઇ હતી, એમ જાણી લોપેઝ પાછળ પડે છે.

લીબરટી હવે--' ડીસકવરી ' ગામપર લુચ્ચાઓ હલ્લો લઇ જનાર હતા, એમ પોતાના ત્રસટી મેજર વીનસટનને જણાવે છે; અને હવે તેઓ, તે ગામના વડા લશકરી અમલદાર કરનલ ડાલટનને ચેતાવવા જવાનું ઠરાવે છે; એક જાસુસ આ જોઇ લોપેઝને ખબર આપવા જાય છે; અને મજકુર ગામડાંપર હલ્લા લઇ જતા

લુચ્ચાઓ, મેજરની ટોલીની સામે હલ્લો કરે છે, અત્રે આમેન–સામનની અતી દીલ ઉશકેરનારી ધમાધમી ધગધમી રહે છે, પોતાની આખી ટોલકીને આ કીસમે ઘેરાઇ ગયલી જોઇ લીબરટી પોતે એકલી નીકલી જવાનો ઠરાવ કરી, પોતાના આ ઠરાવથી બોબને વાકેફ કરે છે; એક જણુ આ સાંભલી લોપેઝને વાકેફ કરે છે, અને જો તેણીને મારી નાખવી પડે તો મારી પણુ નાખવી, મગર જીવતી જવા દેવી નહીં એમ લોપેઝ તેને જણાવે છે.

અત્રે લીબરટી જે ગરદનભાજક રીતે ઘોડેસ્વારી કરતી આગલ ધસી જાયછે તે જોતાં તમાશબીનોનાં મુખમાંથી અજાયબીના ઉદગાર સીવાય બીજું કશું નીકળનાર નથી. આ તરફ લુચ્ચો મેન્યુઅલ બોબની તરફ ગોલી છોડે છે, પેડરો દુરથી આ જોઇ મેજરને જણાવે છે, જે તુરતજ દોડી જઇ લુચ્ચા મેન્યુઅલનાં પાંસળાં ઢીલાં કરી નાખે છે; પેલી તરફ, અતી ભયંકર ઝડપે આગળ નીકલી જતી બહાદુર લીબરટી, બે ઝાડ સાથ એક દોરડું બાંધી આગળ વધી જાય છે; અને પેલાં દોરડાંના આચકાથી, પાછળ આવતા બદમાશો ઉથલાઇ પડે છે.

રેવોલ્યુશનીસ્ટોની બીજી ટુકડી મજકુર ગામડાંપર હુમલો લઇ જતી આગલ વધતી જણાય છે; તેઓ દુરથી લીબરટીને જોઇ તેણીપર ગોલીઓ છોડે છે, અને જખમી થયલી લીબરટી, ઘોડાપર તદન લટકેલી હાલતમાં––પોતાના જાનના જોખમે ઘોડેસ્વારી કરતી આખરે ગવરમેંટ આઉટ પોરટ તરફ, તદન બેસુદ્ધ હાલતમાં આવી લાગે છે.

શું બહાદુર લીબરટીની ધમચકરી અત્રે પુરી થતી હતી ?--નહીંજી, જરાક થોભી જજો !--લીબરટીની ધમચકરીની આ તો હજી શરૂઆત છે !--કારણ કે આસમાનના તારા નીચે લાવવા જેવી ધમચકરી ભરી ધમાધમી તમો સમક્ષ રજુ કરવાની આ બાનુગોસરૂપ તમોને ખાત્રી આપે છે.

## આગલા હપતાનો ટુક સાર.

**લીબરટી હોરટન** નામની એક ખુબ સુરત છોકરી તેના કરોડપતી બાપ જેમ્સ હોરટનનાં મરણ બાદ તેના માલ મીલકતની એકલી વારસ બનાવે છે પણ મેજર વીનસન્ટ અને સીનોર લીએેનને તેનો બાપ ત્રસ્ટીઓ નીમી જાય છે. હોરટનના મકાનમા પેન્ચો લોપેજ નામનો તેનો કારભારી બલવાખોરોનો સરદાર થાય છે અને નાણાની મોટી રકમની લાલચે લીબરટીને ઉઠાવી લઇ જવામા આવે છે, પણ લીબરટીનો સાચો આશક કેપટન રૂટલેજ તેણીને છોડાવે છે. સીનોર લીએેાનનો બેટો મેન્યુઅલ લીબરટીને ચાહે છે, પણ તે તેને દાદ આપતી નથી. આ ઉપરથી તે તેણીનો વેરી બને છે અને બલવાખોરોના કામમાં મદદગાર થઇ પડે છે. લીબરટીપર બીજીવાર હુમલો કરવામાં આવે છે અને તેણી તેમાંથી બચી આવીને પોતાના ઘોડાના જીનમાં સપડાય છે.

છેલ્લા હપતામાં આપણે એક અમેરીકન ગામડાપર મેક્ષીકન ધાડપાડુઓના ત્રાસદાયક જુલમાત ગુજરતો જોઇ આવ્યા. હાલના હપતામાં આપણે લીબરટી હોરટનને તેણીને ઉઠાવી લઇ જનારાઆના હાથમાંથી બચી આવીને ડીસકવરી નામના ગામડા તરફ તે ગામડા

પર બલવાખોરો તરફનો હુમલો થવાની ચેતવણી આપવાને દોડતી જતાં જોઇએ છીએ. બલવાખોરોનો વડો લોપેઝ કેટલાક બલવાખોરોને તેણીની પાછળ મોકલે છે જેઓ તેણીપર ગોળી મારીને તેણીને ઘાયલ કરે છે, પણ કેટલાક અમેરીકન સેપાહો આવી લાગીને તેમને નહસાડે છે. લીબરટીને છાવણીની હોસ્પીટાલમાં લઇ જવામાં આવે છે જ્યાં તેણી હોશમાં આવતા. તે અમેરીકન સેપાહોને કહે છે કે અલવીરાની પાસે એક હજાર બલવાખોરોનું લશ્કર છે અને ડીસકવરી ગામપર એકદમ હુમલો કરવાની તેઓ ધારણા રાખે છે, ટેકસાસ રેનર્જસની ટુકડી લોપેઝની ટુકડી સાથે લડે છે અને તેમને નહસાડે છે. લશ્કરી છાવણીના અમલદારો ડીસકવરી ગામડાની તાર ઓફીસમાં ચેતવણીનો સંદેસો રવાના કરે છે, પણ ત્યાંના ઓપરેટરને મલતો નથી. અલવીરા અને તેનું લશકર ડીસકવરીપર હુમલો કરે છે અને ઘણા જુલમાત ભર્યાં કામો અમેરીકન વસનારાઓપર ગુજારવામાં આવે છે. અમેરીકનોનાં ઘરબાર બાળી નાખવામાં આવે છે. અને તેમાં વસતા માણસોને ઘાયલ કરવામાં અથવા તો કાપી નાખવામાં આવે છે. પણ તેવામાં અમેરીકન લશ્કરની એક ટુકડી ત્યાં તદન વખતસર આવી લાગે છે અને પરીણામમાં બલવાખોરો નાહસભાગમાં પડે છે. લોપેઝ આખરે સલામત જગ્યાએ આવી લાગે છે અને રેનર્જસોના હુમલા સામે લડવાને નીષ્ફળ નીવડવા માટે પોતાના માણસોને સખત ઠપકો આપે છે.

પેલી બાજુએ લીબરટી સેહજ સાજી થતાં પોતાના બાપને મકાને જાય છે, અને ત્યાં રમત ગમતમાં વખત ગુજારે છે. લીબરટીનો એક દૂસતી મેજર વીનસ્ટન જુગારમાં ૨૦ હજાર ડાલર હારી

જાય છે અને તે બાબેની ચીઠી બીજા ત્રસતી લીઓનને લખીનું આપે છે. લીઓનનો બેટો મેન્યુઅલ જે લીબરટીને પરણવાની ઉમેદમાં છે તેના લાભ ખાતર લીઓન તે ચીઠીનો ઉપયોગ કરવાનો ઠરાવ કરે છે. આ ઉપરથી વીનસ્ટન જો લગનની બહાલી નહી આપે તો તેને ઉઘાડો પાડવાની ધમકી આપે છે. લીબરટી બન્ને વચ્ચેની આ તકરાર છુપી રીતે સાંભળી લે છે. અને તેણી જો કે કેપટન રૂતલેજના પ્યારમાં છે અને મેન્યુઅલને બીલકુલ ચાહતી નથી તે છતાં નામને ખાતર મેન્યુઅલની બૈરી થવાનો ઠરાવ કરે છે.

જ્યારે આ તરફ લીબરટીના લગનની ધામધુમ ચાલુ રહેલી છે ત્યારે બીજી તરફ ન્યુ મેકશીકોની સરહદ આગલના લશ્કરના વડા કેપટન બેલ્ટનને સરહદ ઓળંગીને ડીસકવરી ગામડાપર હુમલો કરનારા મેકશીકન બલવાખોરોને પકડવાનો હુકમ થાય છે. ડેલટનનાં લશ્કરીઓ લડાઇ કરવાની આ તક મલવાથી ખુશી થાય છે અને તેઓ ભારે ઉમંગથી કુચ કરતા સરહદ ઓળંગી જાય છે. કેપટન રૂતલેજ જે લીબરટીનો આશક છે તે તેણીના લગન બીજા સાથે થએલા જોઇને નીરાશ થાય છે અને ગમમાં ને ગમમાં લડાઇપર ચાલી જાય છે. આ લગન માટે મેજર વીનસ્ટન પણ ખુશી નથી પણ લીબરટી તેની આબરૂ બચાવા માટેજ આવા અણગમતા લગન કરવા પણ કબુલ થાય છે અને લગન થવા પછી મેન્યુઅલને પોતાનાં ઓરડામાં પણ દાખલ નહી કરવાનો ઠરાવ કરે છે,

મેકશીકન બલવાખોરના વડા લોપેઝને અમેરીકન લશકર ધસ્યું આવવાની ખબર આપવામાં આવે છે આ ઉપરથી તે છુપી ઝાડી-

ઓમાં પોતાના બલવાખોરોને ગોઠવી રાખેછે અને અમેરીકન લશ્કર પર હુમલો કરવાને તેમને જોઇતી સલાહ આપે છે.

દેખાવ વળી પાછો ફેરવાય છે. થેરેસી જે મેન્યુઅલની તજી દીધેલી માશુક છે તેણી લીબરટીને બચાવવાનો ઠરાવ કરે છે મેન્યુઅલ લીબરટીના ઓરડા તરફ જાય છે પણ બારણું અંદરથી બંધ કરી લીધેલું છે અને તે ઉગાડવાની માંગણી કરે છે પણ તેજ વેલા થેરેસી લીબરટીનો બચાવ કરવા માટે બારી આગળ જાય છે. મેન્યુઅલ તે પછી બારણું તોડી અંદર ધુસે છે અને લીબરતીની સામે આવી ઉભો રહે છે. લીબરતી તુરતજ છરી કાઢે છે અને અણગમતા ભરથાર સામે તાકીને ઉભી રહે છે. પેલી બાજુએ કેપટન ડેલટનનું લશકર મેકશીકો ઉપર ધસ્યું જાય છે. લીબરટી મેન્યુ. અલને કહે છે કે તું મારી જો નજદીક આવશે તો આ છરી ભોંકી દઇશ અને બૈરીને બદલી વીધવા થઇશ મેન્યુઅલની ખાતરી થાય છે કે જો કે તે લીબરટીનો હાથ મેળવી શકયો છે પણ તેનું દીલ જીતી શકયો નથી, અને તે ઉપરથી તે ઓરડો છોડી ચાલી જાયછે. આ ઉપરથી થેરેસી લીબરતોને પોતાના પર ગુજરેલી કાહણીની વાત કહે છે અને તે સાંભળીને લીબરતી પોતાના આ ખાવીંદ સામે વધારે ઉશકેરાય છે. તેણી ઠરાવ કરે છે કે સઉથી સરસ ઉપાય આ જગા છોડી જવાનો છે, અને તેટલા માટે તેણી પેદરોને પોતાનો ઘોડો તૈઆર કરવા કહે છે. પેલી તરફ હવે બલવાખોરોના સરદાર લોપેઝ લીબરટીના પઇસા મેલવવાની બીજી કોશેશ કરવાનો ઠરાવ કરે છે. અને તેટલા માટે તે અને તેના સાથીઓ તેણીના ઘર તરફ જવા નીકલે છે મેજર અને કેપટન રૂતલેજ પોતાની ટુકડીમર્દ

જોડાવા જતાં મેકશીકન લુટારાઓને કેટલાક અમેરીકન રહેવાશીઓ પર હુમલો કરતાં જુએ છે, અને તેઓ તેમના બચાવમાં જાયછે, પણ તેમને માલમ પડે છે કે તેમને પોતાના કરતાં ઘણી વધારે જંગી સંખ્યા સાથે લડવાનું છે, તેઓના લશ્કરને સેવટે પાછલ હઠી જવાની જ્યારે ફરજ પડે છે તેજ વેળાએ કેપટન ડાલતન પોતાના જંગી ઘોડેસવારની બલવંત ફોજ સહીત ત્યાં ધસ્યો આવે છે, અને આવતાની સાથે મેકશીકન બલવાખોરોને ખુબ માર મારી નહસાડે છે, મેજર અને કેપતનની ટુકડીઓ પોતપોતાને મારગે શાંતીથી જાય છે.

પેલી તરફ લોપેઝ અને તેની ટોલીવાલા લીબરતીના મકાનપર અચાનક હુમલો કરવાને જાય છે, તેમ કરવાને તેઓ ફાવે છે. લીબરતી અને થેરેસીને અનાજના ભંડારમાં પુરવામાં આવે છે અને કેટલાક માણુસોને ગોળી મારી ઠાર કરવામાં આવે છે. પેદરોને એથી પણ વધારે શીક્ષા કરવામાં આવે છે તેને એક જંગલી ઘોડાની પીઠે બાંધવામાં આવે છે અને તે ઘોડાને જંગલમાં છોડી દેવામાં આવે છે, મેન્યુઅલ અને તેના બાપ સાથેની ખરાબ ચાલ ચલાવવામાં આવે છે પણ લોપેઝ તેમને ઇજા કરતો નથી, તે મેન્યુઅલને બલવામાં સામેલ થવા કહે છે, કારણ કે તેને હુંશીયાર માણુસની જરૂર છે અને મેન્યુલ તેમ કરવાને કબુલ થાય છે નહી તો કે તેને મોહતની સજા ફરમાવેલી છે તે બલવામાં જોડાય છે અને તેના બાપને છોડવામાં આવે છે.

મેન્યુઅલ લીબરતીને મલવાની કોશેશ કરે છે પણ પેહરેગીર તેને જવા દેતો નથી. લીબરતી અને થેરેસી તેનો અવાજ સાંભલે છે. અને તેને ખાએશને આધીન થવા કરતાં બચી જવાની કોશેશ કરે છે.

લીબરટી અને થેરીસા લોપેઝની છાવણીમાં હજુ સુધી કેદીઓ તરીકેજ પડેલાં છે તે બન્ને સ્ત્રીઓને એક કંગાલ ઝુંપડીમાં પુરેલાં છે, પણ પેદરો રેતીનું રણ ઓળંગીને અમેરીકન લશ્કરની ટુકડીઓ આગલ જવાને ફતેહ મેળવે છે અને રૂટલેજને મલીને તે સઘલી વાત કહે છે. લોપેઝ અમેરીકનોનું કાટલું કહાડી નાખવાનું કાવતરૂં રચે છે અને લીબરટીની મીલકત હેસીન્ડા આગલ સુરંગો ગોઠવે છે, તે બાદ ડીસકવરી ગામડાપર મેક્સીકન બલવાખોરોનો ત્રાસદાયક દેખાવ નજરે પડે છે. અને પરીણામમાં લીબરટરી અને હેરીસા લોપેઝની છાવણીમાં પાછા કેદ પડે છે, એ આગલ લીબરટીના મેન્યુઅલ સાથે ફરજયાત લગ્ન થયલા છે. લીબરટી અને થેરીસાને લઇને તે જગ્યા ખાલી કરી જાય છે, હવે અહીં તમારી માનીતી મેરી વોલકમ્પ હેરત ભર્યા ચમતકાર કરી દેખાડી તમને દંગ કરી નાખશે. લીબરટીના હાથપગ બાંધેલા છે અને તેની ઘોડાપર બેઠેલી છે અને જે કાવતરૂં રચવામાં આવેલું છે તે તેણીએ સાંભળેલું છે, અને કાવત્રાખોરોને તેમની મકસદમાં હાર આપવાનો ઠરાવ કરે છે, સુરંગના ખાડા આગલનો માણસ પોતાના હુકમની રાહ જુવે છે, અને લીબરટી એવો મનસુબો કરે છે કે અમેરીકન લશ્કર આવી લાગે તે અગાઉ સુરંગો ફુટી જાય તો વધારે સારૂ અને તે મતલબથી તે પોતાના ઘોડાપરથી આબાદ તે સુરંગ સલગાવવાનો કાકડો લઇને ઉભેલા માણુસોપર તુટી પડે છે અને તે આંચકાથી કાકડો સુરંગની ફ્યુઝપર પડે અને સુરંગ ફુટે છે અને એવી રીતે અમેરીકનોને છટકામાં લેવાની

મેક્સીકનોની બાજી ઉંધી વળે છે અને બધા નાસભાગમાં પડે છે. થેરીસા આવા રમખાણ વચ્ચે ઘોડાપરથી તુટી પડે. બેહોશ થઇ જાય છે. મેન્યુઅલ મારફતે લોપેઝ લીબરટીને એક એવી મતલબની ચીઠી લખી આપવા ને હુકમ કરે છે કે જેથી અમેરીકનો તદ્દન પાણી વગરના જંગલમાં થઇને તેણીનો છુટકારો કરવા આવે એવી રીતે તે અમેરીકનોને પોતાની દયાપર લટકતા રાખવાનો ઇરાદો કરે છે. મેકસીકનો તેણીને ૫૦ માઇલ દુર લોસ એલેમોસ તરફ લઇ જાય છે. લીબરટી તે મતલબની ચીઠી લખે છે અને તે બેહોશ પડેલી ડેરીસાના હાથમાં મેલવામાં આવે છે અને તેણીને તેજ હાલતમાં એકલી પડતી નાખીને મેકસીકનો તે જગ્યા છોડી જાય છે તેમના ગયાબાદ રૂટલેજ અને મેજર વીન્સ્ટન તે તરફ આવી લાગે છે, અને થેરીસાના હાથમાંની ચીઠી તેઓને મળે છે પણ રાત ત્યાંજ તોડી પાડવાનો તેઓ ઠરાવ કરે છે. વળી તેજ વેલાએ એક સરકારી હવાઇ યત્રકાર ત્યાં આવી લાગે છે અને તેમને આગલ વધતાં થોભાવે છે એટલી વારમાં લોપેઝ અને તેના માણસો લીબરટીને લઇને રણની પેલેપાર જાય છે વોશીંગટન ખાતે અમેરીકન પ્રેસીડન્ટ અમેરીકન પારલામેન્ટમાં સાંભલી તકરાર ચલાવી રહયો છે જ્યારે મેકસીકનોની ખુનરેજી વગર વેર લેવે ચાલુજ છે. અમેરીકનો રખે ફસી પડે એવી બીકથી લીબરટી રેતીના અંદર તાર જેવો આકાર પાડે છે અને તેની અંદર પોતાનો રૂમાલ મુકે છે એવું દેખાડવાને કે અમેરીકનોને ખરો મારગ દેખાડવા માટે તે તેણીએ પોતેજ મુકયું છે તે પછી પોલેઝ અને તેની ટોલીવાલા રણની પેલેપાર ધસ્યા જાય છે એટલી

વારમાં અમેરીકન લશ્કર પણ ત્યાં આવી લાગે છે અને થેરીસાના હાથમાંની ચીઠી તે વાંચે છે પણ આગલ વધવાને બદલે રાત ત્યાં કાઢવાનો તેઓ ઠરાવ કરે છે પણ સવાર પડતાં કાસદ આવીને જણાવે છે કે મેકસીકોપરનો હલ્લો અમેરીકાથી હુકમ આવતાં સુધી અટકાવવો, તેઓ આથી ઘણા ગુસ્સે થાય છે અને મેકસીકન છુટાપણાના ખ્યાલી બાના હેઠલ અમેરીકનો ઉપર પાડવામાં આવતાં જુલમાટોના દેખાવો તેમની નજર સામે આવી ઉભા રહે છે. બોબ રૂટલેજ અને મેજર દયાહીન લુટારાઓના હાથમાં કેદ પડેલી લીબરટીનો વિચાર કરે છે. પેલી તરફ વોસીંગટનમાં વાદવિવાદ ચાલ્યાજ કરે છે જ્યારે સરહદપર અમેરીકનોનું લોહી રેડાયું જાય છે પણ બોબ અને પેદરો લીબરટીના છુટકારા અરથે જાય છે તેઓ મેકસીકનોની લગભગ નજદીકમાં આવી પહોંચે છે, એ વેલાએ લોપેઝ મેન્યુઅલને હથીઆરો અને દારૂગોલાનો મોટો જથો દેખાડતો ઉભેલો છે પણ બોબ અને પેદરો શું થાય છે તે જોવાની જીજ્ઞાસામાં મેકસીકનોના ટોલામાં આવે છે અને એક ભયંકર ઝપાઝપી પછી તેઓ તેમને હાથે કેદ પકડાય છે અને લીબરટીની સાથેજ તેમને પણ પહાડો તરફ લઇ જવામાં આવે છે તે પછી પાછું ફરતાં બોબનું મત તે દારૂગોલા અને હથીઆરોનો જથો ઉડાવી દેવાપર થાય છે પણ લીબરટી જેણી કેદ પડેલી છે તેણી પોતાના છાટકાં પહરેગીર પાસેની બંદુક વડે તે આખી ઠડીનો નાશ કરી નાખે છે લીબરટીનુ આ હકતામાં આ બીજુ ભારે દંગ કરનાર પરાક્રમ છે. લોપેઝ અને મેન્યુઅલને ગંભીર પ્રકારની ઇજા થાય છે અને તેને તે એક નજીકના ઝુંપડામાં લઈ જાય છે, તે

આદ પેદરો બચી જાય છે પણ બોબને કેદ પકડીને બાંધવામાં આવે છે જે બધું લીબરટી પોતાની બંધ ઓરડીમાંથી જોય છે પેદરો તે રેન્જર્સોને બધી હકીકત કહે છે અને તેઓ છાવણી તરફથી નીકળી પડે છે પણ બોબને લીબરટીની નજદીક ગોળી વડે ઠાર કરવાનો ઠરાવ થાય છે પણ જેવા બલવાખોરો તેની તરફ નેમ તાકે છે કે તેજ પલે લીબરટી લેરોઝ તરફ પેસી બંદુક તાકી તેણી જણાવે છે કે બોબના તનને ઇજા થઇ તો તારૂં મોતજ સમજજે પરિણામમાં બોબ જીવંતો રેહવા પામે છે અને લીબરટી તેના બંધ છોડે છે.।

લીબરટીને બલવાખોરોના આખા ટોલાને તેણીના પેહેરેગીર પાસેથી ચોરેલી રાઇફલ વડે હંફાવતા આપણે છેલ્લા હપતાને છેડે આવ્યા, બોબ બંધ તોડી નાંખ્યા પછી તે બંદુક હાથમાં લીએ છે એજ વખતે પેદરો સાથના રેનજર્સ દેખાવ દે છે એ વેલાએ બહુ ઉશ્કેરણી ફેલાય છે અને તે ગડબડનો લાભ લઇ લીબરટી અને પેદરો બચી જાય છે પણ બોબ અને તેના માણુસોને એક નાહની ટેકરીપર ઘેરી લેવામાં આવે છે.

તેજ વેળાએ તેજ બાજુએ એક એરોપ્લેન આવી લાગે છે અને તે મારફતે લીબરટી અને પેદરો પોતાનો બચાવ કરે છે.

લશ્કરને પાછુ હઠી જવાનો હુકમ મલી પડે છે એવું લોપેઝને માલમ પડવાથી પોતાની ટોલકીવાલાને બીજી ધાડ લાવવાનો હુકમ કરે છે એ માટે ચારે તરફ કાસદો પુગી વળે છે આખો વખત બોબ અને તેના માણુસોને તે નાહના કુદરતી કીલ્લામાં કેદ કરી

રાખવામાં આવ્યા છે લીબરટી અને પેદરો માર્યા ગયા છે એમજ તેઓ માને છે પણુ લીબરટી અને પેદરો લઇ જતુ એરોપ્લેન માર્ગમાં પડી ભાંગે છે અને એકવાર ફરીથી તેઓ લુટારાઓના હાથમાં સપડાય છે. પેદરો પોતાની શકતીથી મેકુસીકનનો પુરતો વખત દુરના દુર રાખે છે અને તેમ કરીને ઝડપથી પાછળ હઠી લીબરટીને બચાવી લે છે, પણ મેકસીકનનો ટેકરી કુદાવી તેમની પુઠ પકડે છે. પેદરોની અજાયબી વચ્ચે લીબરટી ઘોડાપરથી પડી જઇને બેશુદ્ધ બને છે. ઘોડાઓ નાહસી ગએલા છે અને પેદરો જીવપર આવીને તે છોકરીને ઉપાડી લે છે અને એક મેકસીકન ઝુપડા તરફ લઇ જાય છે. હવે પેલા મેજરને વાયરલેશ સંદેશા મારફતે ચીહોહાપર ધસારો લઇ જવાનો હોકમ થાય છે તે હવાઇ યંત્રના જાસુસ મારશલને તે દીશાએ ઉડવાનો અને કુચ કરવાનો મારગ નકકી કરી આપવાનો હોકમ કરે છે. આ ખબર અપાતી થેરીસાના સાંભળવામાં આવે છે અને તે અલવીરાને પુગાડવામાં આવે છે તે પછી બંને જણ ઘોડેસ્વાર થઇ આગળ નીકળી જાય છે.

લોપેઝ અને તેના માણુસો હજુ સુધી બોબ રૂટલેજ અને તેના માણુસોને ઘેરીને બેઠા છે. અને તેઓ દર એક જણુ ૫૦૦ ડાલર આપે તો તેમને છોડવાની માંગણી કરવામાં આવે છે પણુ જવાબમાં લુટારાઓપર ગોલીનો વરસાદ વરસાવવામાં આવે છે અને એવી રીતે ઝપાઝપી ઘણી સખત બને છે કારણુકે રૂટલેજની મકકમ ખાતરી થઇ છે કે લીબરટી હવે લુટારાઓના હાથમાંથી તદન સલામત જગ્યાએ ગઇ છે. લીબરટીની પુઠે મોકલેલો મેકસીકન કમાન્ડર જે ઝુપડીમાં પેદરો અને તે છુપાયલા છે ત્યાં આવી લાગે

છે ગેદરો તેણીને ભંડારમાં છુપાવે છે અને પોતે બાહારના બારણા પાછલ પોતાની જગ્યા લે છે અને ઝુપડાના માલેકને ચેતવણી આપે છે કે હમારો ભરમ જો તું કહી દેશે તો તને ઠાર કરી નાખીશ. પેલો બુઢો ઢોંગ કરીને પોતાનું અજાણપણું બતાવે છે તેથી મેકસીકન કમાનડર ઘણો ગુસ્સે થાય છે અને તેને ત્યાંનો ત્યાંજ ઠાર કરી નાખે છે. પેદ્રોનું મગજ આવો દેખાવ જોઇ તપી આવે છે પણ તેને ચુપ રહેવાની ફરજ પડે છે કારણ કે તે પોતાની અને લીબરટીની સલામતી માટે ભય રાખે છે આવું સેતાનીયત કામ કર્યા પછી તે કમાનડર ઝુપડામાં દાખલ થાય છે અને બતી બાજી નાખીને તેમાનું તેલ સલગાવે છે અને દુર જઇને તે મકાન બલવાનો દેખાવ જંગલી ખુશાલી વચ્ચે જુએ છે. એટલાવારમાં પેદ્રો એ ભંડાર તરફ જાય છે તે જગ્યાએ કોઇ નથી એમ માની અને લુટારાઓ તો જગ્યા છોડી જાય, છે તે પછી પેદ્રો લીબરટીની સાથે મારશલ એરોપ્લેનને સીગનલ કરે છે અને મારશલ હેઠે ઉતરે છે અને બનેને પોતાની સાથે લઇ જાય છે પણ તેઓ હજુર ઘણા દુર ગયા નહી તેટલામાં મેકસીકનોની નજર તેપર પડે છે અને તેનીપર તોપનો મારો ચલાવવામાં આવે છે અને તે ઉપરથી તેમને હેઠલ ઉતરવાની ફરજ પડે છે એટલા વારમાં લોપેઝ કાશદો ધાસ્તીનું બ્યુગલ ફુકે છે કે ઉપરથી સઘલા લુટારાઓ ડાયબલો નામના પાહાડ આગલ ભેગા થાય છે જ્યાથી ચોકી તરફ જતા અમેરીકનોને ફતેહમંદીથી શીકસ્ત આપવાની ઉમેદ લોપેઝ રાખે છે.

પેલી તરફ લીબરટી અને પેદરોને લુટારાની છાવણીમાં કેદ કરવામાં આવે છે અને તેઓ નીરાશ બને છે કારણ કે તેમના છુટકારા માટે તેમને ઘણી આશા નથી પણ તે છતાં લીબરટી હીમતથી આશપાસ નજર પુગાડે છે જે ઓરડામાં તેમને કેદ કરવામાં આવ્યા છે ત્યાં થોડાક જુના કપડાં છે જે લીબરટી પેહરી લે છે અને પેદરો પણ મેકસીકન વેશ કરે છે તે પછી લીબરટી બારણાની બહાર માથું કાઢે છે અને સનત્રી જેવો તેણી તરફ આવે છે કે તેણી તેને રીવોલવરની કુંદા વડે તેને મારી નાખે છે.

શરૂઆતમાં આપણે લીબરટીને છાવણીમાંથી પેલા પહેરેગીરને ઠાર કરીને છુટી થતાં જોઇએ છીએ. તે બાદ પેદરો અને તેણી ત્યાંથી નાહસી જાય છે.

છાવણી અંદર મેન્યુઅલ સઘળી ચીજો અખત્યાર લઇ બેઠો છે અને જેવી તે લીબરટીને આવતા ત્યાં જુએ છે તેવોજ તેને વીચાર આવે છે કે તેની પડી ભાંગેલી મતલબો પાર પાડવાનો વખત નજદીક આવેલો છે. પણ થેરીસા હાલ તે છાવણીમાં છે, અને મેન્યુઅલે તેણી સાથે હમણા સુધી નહી છાજતી ચાલ ચલાવી છે તે છતાં તેણી તેને દીવાનથતપણે ચાહે છે. તેટલા માટે તેણી જ્યારે મન્યુઅલ અને લીબરટી એકએક સાથે વાતો કરતાં સાંભળે છે ત્યારે તેણી અદેખી પડીને સઘળી હકીકત એકદમ અલવરાને જણાવે છે. મેન્યુઅલે લીબરટી સાથે એવી નાતલબની

સમજુતી કીધી છે. કે તેણી જો ઉત્તર તરફ તેની સાથે જાય તો મેક્શીકન બહારવટીઆઓને ફસાવીને તે તેમની ફોજ છોડી જાય. બોબ રૂટલેજ અને તેના માણસો હજુર સુધી કીલ્લામાં ઘેરાઇ પડેલા છે, ત્યાં એક જાસુસ આવીને તેમને મેન્યુઅલની હીલચાલની ખબર કહે છે. બોબ અને તેના માણસો કેવી ધાસ્તીમાં છે તેનો વીચાર કરીને લીબરટી મેન્યુઅલની માગણીને શરણુ થવાને કબુલ થાય છે પણ તે એવી સરતે કે બોબને મેન્યુઅલને છોડી દે.

હવે આપણે પેદરો તરફ ફરીએ. લુંટારાની ધાસ્તીથી તદન મોકળી જગ્યાએ આવી પુગતાં પેદરો અમેરીકન લશકરને શોધી કાઢવા અને બોબ અને તેના માણસો કેવાં ધાસ્તીમાં છે તે બાબે તેમને ચેતવણી લખવા લીબરટીને એક બાજુએ છોડી જાય છે. તે પછી જીવ લઇને તે દોડે છે, અને સારા નસીબે એક મોટર કાર મલે છે તેમાં એક સ્વારને તે બાજુ ફેંકી દઇ પોતે તેપર ચઢી બેસે છે અને લશકર શોધવા નીકલી પડે છે. પણ તે બાજુનો રસ્તો ઘણોજ ખરાબ છે અને તે બીના તે જાણે તે અગાઉ મોટર ચલાવવાનું ચક્કર ભાંગી જાય છે અને મોટર કલાકના સીતેર માઇલની ઝડપે પડે છે અને તેજ વખતે પેદરો ૧૦૦ ફીટની ઉંચાઇથી ગબડી પડે છે આ દેખાવ ઘણોજ ભયભીત છે.

હવે આપણે લીબરટી તરફ ફરયે. તેણીની માગણી સ્વીકારવાને મેન્યુઅલ કબુલ થાય છે. અને તે પછી થોડાજ વખતમાં બોબ અને તેના માણસોને છોડી દેવામાં આવે છે. બોબ છુટો થયલો જોઇને લીબરટીનું હૈયું ખુશાલીથી ભરાઇ આવે છે, અને તે

મેન્યુઅલના હાથમાં બેહોસ થઇ પડે છે, તે તેણીને ઝુપડામાં લઇ જાય છે અને તેમની પાછલ અદેખી થેરીસા જાય છે. થેરીસા અદેખાઇથી ઘણીજ ઝનુની બની જાય છે. તેણી ઝુપડામાં ધસારા બંધ જાય છે અને લીબરટીને જો ત્યાંથી કાઢવામાં નહી આવે તો ત્યાંજ ઠાર કરવાની ધમકી આપે છે. મેન્યુઅલ તેમ કરવાને ના પાડે છે અને તે મેકશીકન છોકરી ગુસ્સાના આવેશમાં મેન્યુઅલને ઠાર કરે છે. અને તે પછી પીસતોલ વડે તેણી પોતાનો કંગાલીયત રીતે અંત આણે છે.

મેકશીકન સેપાહો જ્યારે ઝુપડામાં દાખલ થાય છે ત્યારે તેઓ લીબરટીને બંને લાશ ઉપર હાથમાં પીસતોલ લઇને ઉભેલી જુએ છે. અને તે ઉપરથી તેઓ તેણીને ચીહોહો ખાતે લઇ જાય છે, જ્યાં તેણીને કેદખાનામાં નાખવામાં આવે છે હવે પેલી તરફ શોપેઝ અને તેના લશકર મેજર વીનરતન અને તેના માણસોને રેતીના જંગલમાં ઘેરી લે છે એ વેલાએ પચાસ મેકશીકને એક અમેરીકન છે પણ તે છતાં અમેરીકનો હીમતથી લડે છે. પણ અંતે ઝપાઝપી તેમની વીરૂધ જાય છે અને મેજર ઘાયલ થાય છે. એક ખાડો ખોદવામાં આવે છે અને મેકશીકનોના હાથમાં તેનું શરીર નહી આવે એવી ઉમેદમાં તેને અંદર છુપાવવામાં આવે છે.

આપણે જાણીએ છીએ કે લીબરટી અને પેદરોને પકડવામાં આવ્યા છે. લીબરટીપર મેન્યુઅલને ખુન કરવાનો અને પેદરોપર દેશને દગલબાજ નીવડવાનો આરોપ મેલવામાં આવેલો છે. હવે

પેદરો અને લીબરટી આવા સખ્ત કેદખાનામાંથી કેમ બચી જાય છે તેને લગતા દેખાવો ઘણાજ દીલ ઉશ્કેરનારા છે. આ દ્રષ્ટાંતોને પેદરો બન્ને પેહરેગીરોને રબરનાં દડા માફક ઉપાડી તેમને કેવા ઉડાડે છે અને પોતાના અસાધારણ બલનો કેવો સરસ પુરાવો આપે છે તે જોઇને તમાશબીનો કોઇ ભલા મેસીસ્ટને પણ ભુલી જાય તેમાં નવાઇ નથી.

પેડરો અને લીબરટી ફરીથી એકજ ઠેકાણે કેદ છે. પેડરો પોતાની ખોલીમાં બેઠેલો છે, બાહાર પહરેગીરો પોતપોતાની વચ્ચે, પેડરોને જે કમકમાટભરી સજા થવાની છે, તે બારાની વાતો કરે છે. લોપેઝની ગેરહાજરીથી પેહરેગીરો બેપરવાથી ઘણોજ દારૂ પીએ છે. અને પોતાના સંભાલ હેઠલના કેદીઓની પરવા કરતા નથી. પેડરો પણ લાગ મલે તો કાંઇ કરી દેખાડવાનો લાગ જુવે છે. સારા નશીબે પેદરોને દરવાજો ઉઘડેલો દેખાય છે, પેડરો બેફીકર, વાઘની માફક આસતેથી દરવાજા બાહેર આવે છે, જેને જોતાંજ પેહરેગીરો તેના આંગ ઉપર એકદમ ધશી જાય છે. એકને પગ મારી તુરત નીચે નાંખી દે છે. અને બીજાને ઉચકીને ટેબલ ઉપર નાંખી દે છે.

પહેલો પડેલો પેહરેગીર પાછો ઉઠી પેદરોની સાંમે થાય છે. જેને થોબડા ઉપર એકજ ઠોસો લગાડી ફરીથી જમીન ઉપર નાંખી નાખે છે. પણ તુરતજ પહરેગીરો તેના પછવાડે લાગે છે

આ જોઈ પેદરો એવા તો રીતે પેહરેગીરોને ઉલ્લચાપ આપી ફરીથી જમીનદોસ્ત કરી દઇ ચાલ તરફ નાસે છે પણ એકદમ વધારે માણુસ આવી ફરીથી પેડરોને પકડી લે છે અને જુલમાટ ભરી કમકમાટ ઉપજાવનારી સજા કરવાની કોટડી તરફ તેને લઇ જાય છે.

પેડરોની સાંમે થનાર બે પહેરેગીરોમાનો એક માણુસ મરણ પામે છે તેથી સર્વ કોઇ પેડરોને તુરત જુલમાટ ભરી સજા અમલમાં મેલવા માગે છે.

લીબરટી પણ હવે છુટવા માટે રસતો સાધે છે. ચારો તરફ નજર કરતાં છેવટે એક બાજુ દીવાલમાં ગાબડું નજર પડે છે, મહા મેહનતે તે ગાબડું મોટું કરવામાં લીબરટી ફતેહ પામે છે અને તેમાં દાખલ થતાં પોતે એક ભોંયરામાં દખલ થાય છે જ્યાં જઇ પુગતાં લીબરટીને શું નજરે પડે છે? સામે એક નાનું પાણીનો ખાબોચીયો છે. અહીં તહીં મનુષ્યના હાડપિંજરો પડેલા છે. કેટલાક હાડપિંજરો સાંકળમાં લટકાવેલા છે. કેટલાક ગાળા સાથે બાંધેલા છે. આ ભયંકરતાને વધારવા માટે ચારો તરફ જહેરી સાપો, અજગરો, બીછુ, વગેરે જાનવરો ફરતાં દેખાય છે. આ કમકમાટ ઉપજાવનારો દેખાવ જોઇ લીબરટી ચિતભ્રમ થાય છે અને પાછી ફરી જે રસ્તેથી આવી તેજ રસ્તે પાછી જવા કરે છે પણ અજાયબી વચ્ચે લીબરટી પોતાને આ ભયંકર કમકમાટ ઉપજાવ-નારા કેદખાનામાં પોતાને કેદ થયલી જુવે છે કારણ કે પાછો જવાનો માર્ગ પણ બંધ થયલો નજરે પડે છે.

જાણે કબરમાંથી મુડદું ઉઠતું હોય તેમ મેજર વીન્સટન આસ્તેથી ઉઠી ઉભો થાય છે. પોતાની ટોળીના મુવેલા માણસોનો મુડદાનો કમકમાટભર્યો દેખાવ મેજરને નજરે પડે છે. જે જોઇ મેજરને કમકમાટ ઉપજે છે. લડાઈ મધે થયલા જખમમાં દુખારો એટલો બધો થાય છે કે સેજ ચાલી પણ શકાતું નથી છેવટે જેમ તેમ કરી એક મુડદા પાસે જઈ તેની પાણીની બાટલી કાઢી થોડું પાણી પીએ છે અને પછી મહા મુસીબતે કોઇ સારા મુકામે જવા પુગવા માટે, આસ્તે આસ્તે આગળ વધે છે.

કેપટન રૂટલેજ અને તેના સાથના માણુસો, જે હાલમાં બળવાખોરોની ટોળીના જથમાંથી છુટી તેઓ ગયા છે એવું નક્કી કરે છે જે, લીબર્ટીને શોધવા વગર પાછા જવું નહી તેથી લીબરટીની પુરતી ખબર મેળવવા તેના ત્રસ્ટીઓ પાસે જવા હાસીપનડા તરફ ઉપડી જાય છે.

લીબરટી હજુ સુધી પેલા ભયંકર કારાગ્રહમાં કેદ પડેલી છે. લીબરટી જેવી બહાદુર અને હીમ્મતવાન છોકરી પણ આ કારાગ્રહમાં બે દીવસથી પાણી પણ પીવા મળ્યું નથી તેથી તૃષાથી જીભ પણ સુકાઇ ગઇ છે જેથી છેવટે કારાગ્રહના ખાબોચીયામાંથી પાણી પીવા નજદીક આવે છે.

બળવખોરોની જુલમાટ ભરી સજા કરવાની રૂઢીથી પેડરોને સજા થાય છે. જે પેડરો જેવો બલવાન પણ સોશી શકતો નથી.

છેવટે બેશુદ્ધ થઈ જાય છે. બલવાખોરો પેડરોને મુવેલો જાણી એક બાકોરામાં નાખે છે.

કારાગૃહમાં લીબરટી પેલા ખાબોચીયા પાસે આવી પાણી પીવાની તૈયારીમાં હતી એટલામાં ઉપરથી એક માણસનું મુડદુ ખાબોચીયામાં પડે છે. લીબરટીને અજાયબી વચ્ચે તે પેડરો દેખાય છે અને હાલવા ઉપરથી જીવતો હોય એમ લાગે છે. આ બહાદુર બાળા મહા મેહનતે પેડરોને બાહાર કાઢે છે.

મેજર વીન્સટન જંગલમાં ભટક્યા કરે છે. પાણી પણ પીવા મળતું નથી. છેવટે પાણી માટે ખાડો ખોદે છે પણ પાણી મલતું નથી આખરે તૃષાના સબબે બેશુદ્ધ થઇ જાય છે. કેપટેન રૂટલેજ વાલી ટોલી થોડા વખતમાં તેની પાસે આવી પુગે છે.

મેજર વીન્સટન અને કેપટન રૂટલેજવાલી ટોળી આખરે હેશીઈન્ડા ગામમાં આવી પુગે છે. જેઓને તેઓ આવકાર આપી પોતાના પુત્ર મેન્યુઅલ માટે પુછપરછ કરે છે.

"અમોને મેન્યુઅલની કાંઇ ખબર નથી" મેન્યુઅલથી બેખબર મેજર વીન્સટન અને કેપટન રૂટલેજ જવાબ આપે છે. જે સાંભળી તેઓ અફસોસ કરે છે.

કારાગૃહમાં લીબરટી અને પેડરો છુટવા માટે રસ્તો શોધતાં આખરે તેઓને એક દીવાલમાં ઢીલો થયલો પથ્થર નજરે પડે છે

જેને મહેનત કરી કાઢીને પેડરો બાહાર પડે છે અને ફરી અંદર આવી લીબરટીને ખુશ ખબર આપે છે.

બેઉ જણુ બાકોરામાંથી બહાર પડે છે. અને નાસી જવા માટે રસતો શોધે છે. એક ચોગાનમા બેઉજણુ આવી પુગે છે. જેની ચારો બાજુ મોટી દીવાલો છે. સામે દરવાજો નજરે પડે છે દર-વાજો ખોલી લીબરટી અને પેડરો અંદર દાખલ થાય છે. કયાં આવ્યા તે વીચાર કરે તે અગાઉ તો, જયાં એ લોક ઉભા છે તે જમીન ખુલતી દેખાય છે અને એક પલમાં તો ફરીથી તેજ ભયંકર કારાગૃહમાં બેઉ જણું આવી પડે છે.

તુરત સામે કારાગૃહની બાહર, બારીમાંથી એક માણુસ દેખાયછે જે લીબરટી અને પેડરો જોઇ હશીને કહેછે કે તમો ગમે તેટલી તજવીજ કરશો પણુ આ કારાગૃહમાંથી નીકલી શકનાર નથી એ નકકી માનજો.

થોડીવારે નીચ લોપેઝ લીબરટી પાસે આવી બોલ્યો; જો તુ મને તારા ટ્રસ્ટી ઉપર તને જોઇતા પઇસા આપવાની ચીકી લખી આપે તો આજ પલે હું તને ને પેડરોને છોડી મુકીશ."

"કોઇ દહાડે પણ એ વાત બનનાર નથી. શું હું તને મારા જાત ભાઇ સામે બલવો કરવામાં મદદ કરતા થઇ પડું ? ના, કોઇ દહાડે નહી. ભલે પછી જોઇએ તો મારો જીવ જાય તેની પણુ હું

પરવા કરનાર નથી," બહાદુર લીબરટીએ થોડીવાર વીચારમાં પડયા બાદ હીંમ્મતથી જવાબ આપ્યો.

આ જવાબથી એકદમ છેડાઇ લોપેઝ લીબરટી અને પેડરોને એક એવી કોટડીમાં કેદ કરવાનો હોકમ આપ્યો કે જે એ કોટડી સાંચા કામથી એવી બનાવવામાં આવી છે કે આસ્તે આસ્તે સંકોચાતી જાય અને અંદરના માણુસો તેથી દબાઇ પીલાઇ, અને કમકમાટ ઉપજાવનારા મોતે મરે.

લીબરટી અને પેડરોને આ કોટડીમાં કેદ કરી લોપેઝ ચાલતો થયો.

આ કોટડીનો સાંચા ચલાવનારના હાથમાંથી એકાએક સાંચાની કુંચી છટકી અને તે સાથે એવી તો ઇજા સાંચા ચલાવનારને થઇ જે તુરત જમીનપર પટકાઇ પડયો. અને સાથે સાથે કોટડી પણ ભાંગી ચુરેચુરા થઇ ગઇ. લીબરટી અને પેડરોને કુદરત આવી રીતે ફરીથી છુટા કીધા. છુટા થતાંજ બેઉં જણ અહીંથી નાસી છુટયા.

પેડરો ફરીથી બળવાખોરોના હાથમાં સપડાય છે પેડરો ઉપર લોપેઝ જુલમ ગુજારે છે જેથી લીબરટી કયાં છે તે કહી આપે પણ વફાદાર પેડરો ગમે તેવા જુલમથી પણ લીબરટીનો પતો આપતો નથી.

પેડરો નજર સામે ઝાડ ઉપર પડે છે અને ત્યાં તેને ઝાડની ડાંખળીઓ વચ્ચે લીબરટી દેખાય છે. પેડરોને જોઇ લીબરટી ઇશારો કરે છે. જે " ચુપ બેસ હમણાં મજા દેખાડું છું." તુરત લીબરટી બંદુકવડે ગોલી છોડી જે દોરડીથી પેદરોને ટાંગવામાં આવ્યો છે તે દોરડી તોડે છે અને પછી તુરત બલવાખોરો સામે બંદુક પકડે છે કે જેથી કાંઇ કોઇ કરે નહી. પેડરો અને લીબરટી બે ઘોડા ઉપર ચડી બેસી નાશી છુટે છે. બલવાખોરો તેઓની પછવાડે લાગે છે. લીબરટી હીમત કરી પેડરૂ સાથે ચાલતી ત્રેન ઉપર કુદી પડે છે. અને છાપરા ઉપર ચડી જાય છે. બલવાખોરો પાછળ લાગે છે.

આ ટ્રેન દારૂગોલાથી ભરેલી છે, અને બલવાખોરોએ આ ત્રેનને ઉડાવી નાંખવાની યુક્તી રચેલી છે.

બલવાખોર ત્રેનની આગલ ઘોડાને દોડાવતા નીકળી જઇ ત્રેનને ઉડાવી નાંખવા સુરંગ મુકે છે ત્રેન સુરંગવાલી જગ્યાએ જઈ પુગે તે અગાઉ લીબરટી અને પેડરો છુંપી રીતે ત્રેન ઉપરથી ઉતરી છટકી જાય છે. અને હાઇસાન્ડા તરફ નીકલી જાય છે.

લોપેઝ અને તેના માણુસો લીબરટી અને પેડરો માટે આખી ત્રેન શોધી વળે છે. પણ પતો મલતો નથી.

લોપેઝ અને તેના માણુસોને બાજા તેના માણુસો બચાવી લે છે. અને પછી બલવાખોરો હાઇસાન્ડા તરફ ઉપડી જાય છે. ત્રેન સુરંગવાલી જગ્યાએ આવી પુગતા એક મોટા ધડાકા સાથે

ઉડે છે. ત્રેનનો ચુરેચુરો થઇ છે અને કેટલાક માણુસો બાલબચ્ચા અને સ્ત્રીઓ સુરંગના ભોગ થઇ પડે છે.

કેપટન રૂટલેજને લીબરટી વગર ચેન પડતું નથી તેથી પોતાના માણુસોને ચારે, તરફ પતો કહાડવા મોકલે છે પણ કાંઇ પતો મૂલતો નથી.

લીબરટી અને પેડરો હેસાઇનડામાં આવી પુગેછે. લીબરટીનો ત્રરટી લીઓ આવકાર આપે છે. કેપટન રૂટલેજ અને લીબરટી મેલાપથી ખુશી થાય છે એટલામા એક માણુસ આવી લોપેઝના આવી પુગવાની ખબર આપે છે. લીઓ તેને મલવા જાય છે.

લોપેઝ લીબરટીની પુછપરછ કરે છે પણ લીઓ 'હમણાંજ અહીં આવીને ચાલી ગઇ એમ જવાબ આપે છે. લોપેઝ ચાલી જાય છે.

લીબરટી હજુસુધી અહીંજ છે અને લીઓને ખરી વાત કહી નથી એવી ખબર પડતાં લોપેઝ પાછો આવે છે અને તેના માણસો ઘરને ઘેરી લઇ ગોલીબાર ચાલુ કરે છે. કેપટન રૂટલેજ દારૂગોળો લાવવા છુપી રીતે દરવાજામાંથો બહાર પડે છે. પણ લોપેઝની નજરે પડતાં લોપેઝ તેની પુઠે જાય છે. બેરૂ રૂસુમનોનો ભેટો થતાં બેઇ ડયુલ રમે છે. અને છેવટે કેપટન રૂટલેજની છાતીમાં ગોલી વાગેછે. અને તે જમીન ઉપર તુટી પડે છે. થોડીવારમાં હુશીઆર થતાં કેપટન રૂટલેજ લોપેઝને ઘાએલ કરે છે.

કેપટન રૂટલેજ અને લોપેઝને ઘાયલ અવસ્થામાં ઘરમાં લાવવામાં આવે છે. અહીં લીઓ પણ ગોળી વાગવાથો સખત જખમી થયો છે. જેનું માથું હાથમાં લઇ લીબરટી તેની પાસે બેઠેલી છે. લોપેઝ જમીન ઉપર પડેલો છે.

લીઓ પેડરોને મોકલી પોતાની એક ખાનગી પેટી મંગાવે છે લીઓને લાગે છે કે હવે હું મરણ પામુંછું તેથી લીબરટીને કેપટન રૂટલેજ સાથે પરણવાની પરવાનગી આપે છે કારણ કે નહી તો લીબરટી રજા વગર પરણે તો તેના બાપની મીલકત મલશે નહી. પછી મેજર પાસેથી જુગારમાં જીતેલા રૂપીઆ એક લાખ વીશ હજાર પેડરોને આપે છે. પેડરો તેના હાથ ઉપર ચુંબન કરે છે. પછી લીઓ બેશુધ થઇ જાય છે.

અહીં લોપેજની માશુક સાંનોરીટા આવી પુગે છે. જે મેક્ષીકોના એક લક્ષાધીપતીની બેટી થાય છે. જેને લુટી લોપેજ તેની પુત્રીને ઉપાડી ગયો હતો જે લોપેજના પ્રેમમાં પડી હતી;

લીબરટી અને રૂટલેજ સાંનોરીટાને આવકાર આપવા જાય છે. ત્યાં લીયો ઉઠે છે. અને લોપેજ જે હજી સુધી જીવે છે. તેના તરફ જોઇ બોલે છે.

આ શેતાન, મારા મેન્યુઅલને આડે રસ્તે ઉતારી તેની જીંદગી બરબાદ કરી ખુન કરનાર તુંજ છે. તો લે હવે તેની મજા

આટલું બોલી પોતાના તકયા નીચેથી પીસ્તોલ કહાડી લોપેજને મારી નાંખે છે.

કેપટન રુટલેજ અને લીઓના હાથે જખમથી લોપેજ મરણુ પથારીએ પડેલો છે. લોપેજના બલવાખોર માણુસો તેની સંભાળ લે છે. કારણુકે લોપેજનું મુડદું ગમે તેમ કરી મેલવવાનો હુકમ થયલો છે.

નીચ લોપેજને મરતી વખતે પણુ નીચ કામો શીવાય કાંઇ સુજતું નથી, પોતાના માણુસોને પાસે બોલાવી હુકમ કરે છે.

જાવો અને આ ગામને સલગાવી મેલો જેથી મરણુ વખતે હું શું કરી શકું છું તે અમેરીકન સરકારને સમજ પડે.

પોતાના ઉપરીનો હુકમ તરત અમલમાં મેલવા બલવાખોરો જાય છે અને ગામને ચારે તરફથી સલગાવી મેલે છે.

શું ભલા માણુસ લોપેજ જેવી હજુ હજાર બીજા જીવતા હશે તે બધાને કબજે કરો તો પછી તમોએ કાંઇ કીનેલું કહેવાશે. તમો સતા ધારી અહિ ખુશાલ બેસી રહો છો અને બલવાખોરોને ગમે તેમ જુલમ કરવા આપે છો અને ગરીબ અમેરીકનો નકામાં મરેછે. સેકટરીની રીત જોઇ ગુસ્સામાં આવેલો કેપટન રુટલેજ ગુસ્સો દાબી ન શકવાથી બબડી ઉઠે છે.

લડાઇ ખાતાનો સેક્રેટરી કેપટન રુટલેજને મારામારી લડાઇ અને હલ્લાનો નતીજો કેવો હોય છે તે દેખાડી આપે છે અને કેપટન રુટ

